ૐ

# મહાદેવ સ્તોત્ર.



છપાવી

પ્રગટ કરનાર,

**માણેકલાલ ઘેહેલાભાઈ.**

મુંબઈ.

ૐ

# મહાદેવ સ્તોત્ર.

કર્તા

## શ્રીમદ્ હેમાચંદ્રાચાર્ય.

ગુજરાતી કવિતા તથા ભાષાંતરકરી,

પ્રગટ કરનાર,

## માણેકલાલ ઘેહેલાભાઈ.


મળવાનું ઠેકાણું:—

શ્રી માંગરોળ જૈન સભા.

પાયધુની, મુંબઈ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

મુંબઈ, ઇન્દુપ્રકાશ પ્રેસમાં છપાવ્યું.

# પ્રસ્તાવના.



આ સ્તોત્ર જેવી લઘુ ગ્રંથની તે વળી પ્રસ્તાવના શી ? એમ કોઈ મહાશયના વિચારમાં આવે અને તેથી લાંબી પ્રસ્તાવના લખવાનો લેખકપર દોષ પણ આરોપણ કરવામાં આવે તે નિવારણ કરવા માટે આ સ્તોત્રની ઉત્પત્તિ કેવા પ્રસંગમાં થઈ છે, તે જણાવવાથી સ્તોત્રકાર મહારાજની સમયસૂચકતા, જૈન ધર્મનું સ્વતંત્રપણે ગુણોમાં યોગિપણું, દેવનું સ્વરૂપ અને થોડા અક્ષરોમાં ગંભીર આશય જે સ્તોત્રકાર મહારાજે જણાવ્યો છે, તે ખરેખર સાનંદ આશ્ચર્ય સાથે વાચકને ધર્મપર શ્રધ્ધા કરાવનાર તેમજ અન્ય દર્શનીને પણ ત્રણ તત્વોમાં મુખ્ય જે દેવતત્વ તે માનવામાં વિચાર કરવાના સાધનરૂપ થાય તેમ હોવાથી અત્રે કાંઈક લખવાનું ઉચિત ધાર્યું છે.

કળિકાળ સર્વજ્ઞ અને જેને પાશ્ચિમાત્ય લોકો જ્ઞાનના મહાસાગર ( Ocean of knowledge ) ને નામે ઓળખે છે તેમનું પવિત્ર ચરિત્ર અન્ય ગ્રંથોમાં પ્રસિધ્ધ હોવાથી તે ત્યાંથી જોઈ લેવાની વીનંતી કરી અત્રે માત્ર પ્રસ્તુત વિષયને અંગે ગ્રંથકારનો સંબંધ દર્શાવ્યો છે.

વિક્રમ સંવત ૧૧૯૯ માં ગુર્જરેશ્વરપદને પામ્યા છતાં પણ અનેવળી વખતો વખત હેમચંદ્રાચાર્યના પ્રસંગમાં આવવા છતા

પણ સિધ્ધરાજની પેઠ મહારાજા કુમારપાળની સભામાં જુના પુરોહિતો વગેરેના પ્રસંગથી બ્રાહ્મણોનુ જોર થોડો વખત રહ્યું હતું અને ગાદીએ બેઠા તેની પછીના સમયમાં જ્યારે રાજ રાજેશ્વર કુમારપાળે બરાબર રીતે જૈનધર્મ અંગીકાર કર્યો નહોતો ત્યારે વખતો વખત લાગ જોઈ બ્રાહ્મણો જૈનોની અને જૈન ધર્મની નિંદા કરવાનો પ્રસંગ સાધતા હતા.

આવા પ્રસંગોમાં ખરેખરી સમયસૂચકતા અને શાસ્ત્રનિપુણતાથીજ આચાર્ય મહારાજ આ રાજાને જૈનધર્મમાં પોતે બોધ આપવા સમર્થ થયા હતા.

એકવાર સભામાં "સૂર્યદેવ મોટા છે, તેનો ગાયત્રીમાં પણ પાઠ છે-સ્તવન છે છતાં આ જૈનો સૂર્યને માનતા નથી." એવું કહી પુરોહિતો જૈનોની લઘુતા દર્શાવવા લાગ્યા. ત્યારે સમયમાં જાણ આચાર્ય મહારાજે " અમે સૂર્ય દેવને ખરેખર માનીએ છીયે, અને તેનો અસ્ત થતાં અન્નજળનો પણ ત્યાગ કરીએ છીએ," એવો ઉત્તર આપી "ઉલટું તમે સૂર્યને માત્ર માનનાર કેહેવાડાવો છો, અને તે સૂર્યદેવ વાદળામાં ઢંકાયલો હોય ત્યારે તેનું દર્શન ન થતાં ખાતા નથી પણ તે અસ્ત થયો છતાં ખાઓ છો, એ તમારૂં સૂર્યદેવનું સેવકપણું કેવું ?" એમ કહી ઉલટી તેઓની લઘુતા પ્રદર્શિત કરવા રૂપ ઉપહાસ્ય કર્યું.

આ સૂચિસ્ત કારણથી ખીજવાયલા અને સ્વભાવથીજ દ્વે-ષી પુરોહીતે એક વખત જ્યારે કુમારપાળ મહારાજે પોતે જીર્ણોધ્ધાર કરાવેલા પ્રભાસ પાટણની જાત્રાએ જવાનો વિચાર કર્યો હતો ત્યારે સમય જોઇ રાજાને કહયું કે આપ જેમને ઘણુ માન આપો છો તે હેમાચાર્ય શંકરને માનતા નથી, અને તેઓ મહાદેવના નિંદક છે, અને એવાઓનો પ્રસંગ પણ આપને ઉચિત નથી. જો આપ મારૂં કહેલું ન માનો તો હેમચંદ્રાચાર્યને આપણી* સાથે યાત્રાએ આવવાનું અને મહાદેવની ભક્તિ કરવાનું કહાવો.

ધર્મનું સ્વરૂપ જાણનાર એવા મહારાજાને પણ એમ લાગ્યુ કે, આ વાત વિચારવા જેવી છે, અને પુરોહિતના વચનની પરીક્ષાને માટે તેમણે હેમચંદ્રાચાર્યને પુછાવ્યું કે આપ મારી સાથે યાત્રાએ ચાલશો કે કેમ ? ગુરૂ મહારાજે ઉત્તર આપ્યો કે યતીઓનો ધર્મજ છે કે યાત્રાઓ કરવી. તેથી જેમ વૈદ્ય ભાતુ ઓસડ આપે તેમ અમને આપના નિમંત્રણથી આનંદ થયો છે, અમે ખુશીથી યાત્રાએ આવીશુ. મહારાજાએ પુછાવ્યું કે મ્યાનો વીગરે વાહનની આપને જરૂર છે કે કેમ ? ઉત્તરમાં સૂરિરાજે કહયું કે મંદવાડ અગર તેવા કોઈ અનિવાર્ય કારણ-વિના યતીઓ જીવરક્ષા કરવા વાહનમાં બેસતા નથી, તેથી હું શ્રી શત્રુંજય ગિરનારજી આદી તીર્થોની યાત્રા કરી આપ દેવ-

પત્તનમાં પેશતા હશો તે વખતે ત્યાં આવીને મળીશ. આમ કહી. તેઓ શ્રીએ પાટણથી વિહાર કર્યો. આણી તરફ મહારાજા કુમારપાળ પણ મોટા સૈન્યસહીત પ્રયાણ કરી જ્યારે દેવપટણમાં આવ્યા ત્યારે શ્રી સિધ્ધ ક્ષેત્ર અને ગિરનાર વીગેરે તીર્થોની યાત્રા કરીને ઠરાવેલે વખતે ગુરૂ મહારાજ પણ દેવપટણમાં આવી મહારાજાને મલ્યા.

વચનાનુસારે ગુરૂને આવેલા જોઈ રાજા ખુશી થયો અને તેઓને પોતાની સાથે શિવાલયમાં આવવા વિનંતી કરી. રાજાની સાથે તેઓ શિવાલયમાં ગયા, અને રાજાએ શંકરની પૂજા વિગેરે કૃત્ય કર્યું. તે વખતે તેઓ મંડપમાં ઉભા રહ્યા. રાજાએ પોતાનું કૃત્ય કરીને ગુરૂ મહારાજને ત્યાં સ્થિત થએલા જોઈ તેઓને પણ પુરોહિતની પ્રેરણાથી શંકરની પૂજા કરવા વીનંતી કરી. ગુરૂએ ઉતર આપ્યો કે નિર્ગ્રંથ એવા યતીઓ મહાદેવની દ્રવ્યથી પૂજા કરતા નથી, પણ તેઓ માત્ર ભાવથીજ પૂજા કરે છે, તેથી હું મહાદેવની ભાવ પૂજા કરીશ, એમ કહી તેઓશ્રીએ દેવપત્તનમાં મહાદેવના સન્મુખ ઉભા રહી દેરાસરમાંજ આ સ્તોત્રની રચના કરી છે.

સ્તોત્રની ભાષા સર્વેને સમજાય માટે ઘણીજ સાદી રાખી છે. તેમજ વૃત્ત પણ સામાન્ય અનુષ્ટુભોજ રાખ્યા છે. બાકી સિધ્ધરાજની વીનંતીથી જેમણે સિધ્ધ હેમચંદ્ર વ્યાકરણ

બનાવ્યું તેમને અનેક જાતના વૃત્તો અને શબ્દચમત્કૃતિ અને અર્થ ચમત્કૃતિથી રમણીક શ્લોકો બનાવવા તે કાંઈ કિલષ્ઠ ન હોતું.

સામાન્ય સંસ્કૃત જાણનાર પણ સમજી શકે એવા સરળ શ્લોકોમાં તેઓશ્રીએ દેવનું ખરેખરૂં સ્વરૂપ સમજાવ્યું અને એપ્રમાણે દેવનું સ્વરૂપ સ્તોત્રદ્વારાએ મહારાજાએ સાંભળ્યું, જેની અસરથી ગુરૂ મહારાજને ત્યાંને ત્યાંજ તત્વનો ઉપદેશ કરવાની વીનંતી કરી. ગુરૂવર્યે ઉત્તર આપ્યો કે શંકર પોતેજ તત્વોપદેશ કરે તે માટે હું તેમનું ધ્યાન કરીશ અને હે રાજન્‌ તારે ધૂપ કરવો. આવો નિશ્ચય કરી રાત્રીએ ઠરાવેલે વખતે રાજા અને ગુરૂ મહારાજ દેવાલયમાં આવ્યા, અને શંકરનું ધ્યાન કરી શંકરને પ્રત્યક્ષ કરી રાજાએ ખરો ધર્મ (જૈનધર્મ) પ્રાપ્ત કર્યો.

આવી રીતે કુમારપાળ મહારાજા કે જેમણે જૈનધર્મનો ખરેખરો પ્રચાર કરાવ્યો છે તેમને પ્રથમ તત્વશ્રવણની ઈચ્છા કરાવનાર આ સ્તોત્ર છે.

આ સ્તોત્રમાં દેવ કેવા હોવા જોઈએ તે પ્રતિપાદન કરવા સાથે વેદથી ભણાયલા બ્રહ્મા અને મહેશ્વર દેવો નથી તેમજ તે ત્રણે એક મૂર્તિ નથી તે બતાવ્યું છે અને જો ત્રણે એક મૂર્તિ ગણવી હોય તો જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ રૂપ માત્ર

દેવ હોય અને તે ત્રણે ગુણો અરિહંત ભગવાનમાં ગણાય, તે પણ બતાવ્યું છે. એટલે ત્રિગુણદાયક દેવ અરિહંતજ હોઈ શકે એમ દર્શાવ્યું છે. છેવટે હું કહું છું તે ગુણોવાળો ગમે તો બ્રહ્મા હો, શંકર હો, કૃષ્ણ હો, જિન હો, કે ગમે તે હો પણ હું નામને માનનાર નથી પણ જેનાથી આધિમુક્તિ થાય, જેનાથી હું અજરામર થઈ અનંત સુખ મેળવું એવા જે દેવ હોય તેને મારો નમસ્કાર છે એમ કહી સ્તોત્ર સમાપ્ત કર્યું છે.

મુંબઈ તા. ૧-૬-૧૯૦૬.

શ્રી સંઘનો દાસાનુદાસ,
માણેકલાલ ઘેલાભાઈ ઝવેરી.

ॐम्

श्री सद्गुरवे नमः

# श्रीमहादेवस्तोत्रम्



**प्रशान्तं दर्शनं यस्य- सर्वभूताभयप्रदम्,**
**माङ्गल्यं च प्रशस्तं च- शिवस्तेन विभाव्यते. १**

**શબ્દાર્થઃ**-જેનું દર્શન અતિશય શાંતિકારક, પ્રાણીમાત્રને અભય આપનાર, મંગળરૂપ અને ઉત્તમ છે, તેથી તે ' શિવ ' કહેવાયછે.

( મનહર વૃત્ત )

વિશેષ પ્રકારે જેના દર્શનથી શાંતિ થાય,
વળી સર્વ પ્રાણીને જે અભય જ આપેછે;
પ્રશસ્ત ને માંગળિક રૂપ જેનું સદા શોભે,
તેવા કારણથી 'શિવ'નામે તે જપાયછે. ૧

**महत्त्वादीश्वरत्वाच्च यो महेश्वरतां गतः,**
**रागद्वेषविनिर्मुक्तं वन्देहं तं महेश्वरम्. २**

**શબ્દાર્થઃ**—જે મહત્વ તથા ઇશ્વરત્વથકી મહેશ્વરપણાને પામ્યા છે, એવા વિશેષ પ્રકારે રાગદ્વેષરહિત 'મહેશ્વરને' હું વંદું છું.

મોટાઇ ઈશ્વર થકી મહેશ્વરતા જે પામ્યા,
વિશેષ પ્રકારે રાગદ્વેષથી જે છુટ્યા છે;
એવા ગુણવાન્ દેવ ખરેખરા મહેશ્વર,
વંદું હું તે દેવ જેઓ ખરા વંદનીયછે. ૨

**महाज्ञानं भवेद्यस्य लोकालोकप्रकाशकं,**
**महादयादमो ध्यानं महादेवः स उच्यते. ३**

**શબ્દાર્થઃ**—જેને લોક અને અલોકને બતાવનાર મહા જ્ઞાન હોય, મહા દયા હોય, મહાન દમ એટલે ઇંદ્રિયનિગ્રહ અને મહાધ્યાન હોય—તે 'મહાદેવ' કહેવાયછે.

લોકાલોકને પ્રકાશે એવું મોટું જ્ઞાન જેનું,
મહાદયા મહાદમ મહાધ્યાનવાન્ છે;
( એવી શક્તિવાળા દેવ જગત્માં જેઓ હોય, )
તેવા ખરેખરા મહાદેવને પ્રણામ છે. ૩

**महान्तस्तस्करा येन, तिष्ठन्तः सर्वदेहिनाम्**
**निर्जितास्तेन देवेन- महादेवः स उच्यते. ४**

**શબ્દાર્થઃ**—સર્વ પ્રાણિઓમાં રહેલા મોટા ચોરોને જે દેવે જીત્યા છે તે મહાદેવ કહેવાયછે.

સર્વ દેહધારિઓના દેહમાં રહેલા મોટા,
ક્રોધ માન માયા લોભ શોક હર્ષ ચોરછે;
તે ચોરોને જીતનાર જગતમાં દેવ એક,
જે હોય તે મહાદેવ ખરા કહેવાયછે. ૪

रागद्वेषौ महामल्लौ- दुर्जयौ येन निर्जितौ,
महादेवं तु तं मन्ये- शेषा वै नामधारकाः ५

**શબ્દાર્થ:**—રાગ દ્વેષરૂપી બે મહામલ્લ જે ખરેખર દુઃખે જીતી શકાય તેવા છે, તેમને જેમણે જીત્યાછે, તેને જ હું મહાદેવ માનું છું. બીજાઓ તો માત્ર નામધારક દેવ છે.

રાગ અને દ્વેષ એ બે દુર્જય મહાન મલ્લ,
( પ્રાણિમાત્ર તણા છુપા વૈરિ દુઃખકારી છે );
તેને જીતનાર દેવ તે જ મહાદેવ માનું,
બીજા મહાદેવ તે તો માત્ર નામધારી છે. ૫

नमोस्तु ते महादेव- महादोषविवर्जित,
महामोहविनिर्मुक्त- महागुणसमन्वित. ६

**શબ્દાર્થ:**—મહાદોષોથી રહિત, મહામોહથી મુકાયલા, અને મહાગુણોએ કરી યુક્ત એવા હે મહાદેવ, તને મારો નમસ્કાર થાઓ.

અઢાર મહાન દોષ પૂરેપૂરા તજ્યા જેણે,
મહામોહત્યાગી વળી મહાગુણવાન્ છે;
એવા હે મહાન્ દેવ, તમને નમન કરૂં,
જે નમન કરે તેને મહા સુખકારી છે. ૬

**शब्दमात्रं महादेव· लौकिकं नाम ते मतम्,**
**शब्दतो गुणतश्चैवार्थतोऽपि जिनशासने. ७**

**શબ્દાર્થઃ**—હે મહાદેવ, લૌકિક એટલે અજ્ઞલોકમાં તારૂં શબ્દ માત્રથીજ નામ માનવામાં આવેછે, પણ જીન શાસનમાં તો શબ્દથી, ગુણથી અને અર્થથી પણ તને માનવામાં આવેછે. ૭

વેદ પુરાણાદિ શાસ્ત્રો તેમ લોકાલોક બધા,
મહાદેવ ! મહાદેવ શબ્દમાત્ર માનેછે;
શબ્દ–ગુણ–અર્થ યુકત દેવ તે તું મહાદેવ,
જૈનશાસ્ત્ર એક એવું ખરૂં રૂપ જાણેછે. ૭

**सत्तयोत्पत्तितश्चैव· विधानं लक्षणं तथा,**
**मोहजन्यं हतं येन· महादेवः स उच्यते. ८**

**શબ્દાર્થઃ**—સત્તામાંથી તથા ઉત્પત્તિથી એટલે નવીન ઉત્પન્ન

થવાના કારણ પણે મોહના વિધાન ( પ્રકારો ) અને લક્ષણ ( સ્વરૂપ ) જેણે હણેલા હોય તે મહાદેવ કહવાયછે.

સત્તા ને ઉત્પત્તિવળી લક્ષણ તથા વિધાન,
યુક્ત મહામોહજન્ય જાળ જેણે તોડયું છે;
( વીતમોહ વીતદ્વેષ વીતરાગ એવા દેવ, )
તેજ મહાદેવ એમ જૈન માંહે જોડયું છે. ૮

**महाक्रोधो महामानो महामाया महामदः**
**महालोभो हतो येन महादेवः स उच्यते. ९**

**શબ્દાર્થ:**—મહા ક્રોધ, મહા માન, મહા માયા, મહા મદ, અને મહા લોભને જેણે હણ્યાછે તે મહાદેવ કહેવાયછે.

મહાક્રોધમહા માન, મહામાયા, મદ તથા,
મહાલોભ એમ ઉગ્ર કષાયો જ ચાર છે;
( સંસારના મૂળ બીજ ) મૂળથકી હણ્યા જેણે,
તે જ મહાદેવ એમ સત્યનો પોકાર છે. ૯

**महारागो महाद्वेषो, महामोह स्तथैव च,**
**महादोषो हतो येन, महादेवः स उच्यते. १०**

**શબ્દાર્થ:**—અનુકૂળ વસ્તુઉપર પ્રીતિ કરવી તે રાગ, પ્રતિકૂળ વસ્તુઉપર અપ્રીતિ કરવી તે દ્વેષ, તથા અજ્ઞાનમાં મુંઝાઈ રહેવું તે

મોહ છે. આ વૃત્તિઓ જ્યારે જોસમાં રહેછે ત્યારે તે મહારાગ, મહા દ્વેષ, તથા મહામોહ કહેવાયછે. આ ત્રણે સંસારનાં મૂળ છે. માટે તે જેણે હણ્યા હોય તેજ મહાદેવ કહેવાયછે. ૧૦

અતિશય વસ્તુપર પ્રીતિ તે તો મહારાગ,
અતિશય અપ્રીતિ તે મહાદ્વેષ હોયછે;
આવા મહારાગ દ્વેષ મોહદોષ હણ્યા જેણે,
તે જ મહાદેવ એવું જગમાં વદાય છે. ૧૦

**महाकामो हतो येन, महाभयविवर्जितः**
**महाव्रतोपदेशी च, महादेवः स उच्यते. ११**

**શબ્દાર્થઃ**—મહાકામનો જેણે નાશ કર્યોછે, તથા મહાભયથી જે રહિત છે, વળી જે મહાવ્રતનો ઉપદેશ કરનાર છે, તેજ મહાદેવ કહેવાય છે.

કામદેવરૂપ મહાશત્રુ જેણે હણી નાખ્યો,
સમસ્ત પ્રકાર તણા ભયો જેના ગયા છે;
વળી મહાવ્રતતણો ઉપદેશ કરે જેહ,
તે જ ખરેખરા મહાદેવ કહેવાયછે. ૧૧

**महानन्दो दया यस्य, महाक्षान्तिर्महातपः**
**महामौनी महायोगी, महादेवः स उच्यते. १२**

**શબ્દાર્થ:**—જેને મહાનંદ, મહાદયા, મહાક્ષમા, અને મહાતપ હોય છે, એવા મહામૌનધારી અને મહાયોગી જે હોયછે તેજ મહાદેવ કહેવાયછે.

**પરમ આનંદમાં જે હુમેશા નિમગ્ન રહે,**
**મહાદયા મહાક્ષમા મહાતપવાન છે;**
**વળી મહામૌનધારી મહાયોગી હોય જેહ,**
**તે જ ખરેખરા મહાદેવ કહેવાય છે. ૧૨**

**महावीर्यं महाधैर्यं, महाशीलं महागुणः**
**महामंजुक्षमा यस्य, महादेवः स उच्यते १३**

**શબ્દાર્થ**—જેઓમાં મહાવીર્ય છે, મહાધૈર્ય છે, મહાશીળ છે, મહાગુણો છે, અને મનોહર મહા ક્ષમા છે, તેઓજ મહાદેવ કહેવાય છે.

**મહાવીર્યવાન્ મહાધૈર્યવાન્ શીળવાન્,**
**વળી જેઓ શ્રેષ્ઠ અને મહાગુણવાન્ છે;**
**મહા મનોહર ક્ષમા ગુણના ભંડાર જેહ,**
**તે જ ખરેખરા મહાદેવ કહેવાય છે. ૧૩**

**स्वयंभूतं यतो ज्ञानं, लोकालोकप्रकाशकम्,**
**अनंतवीर्यचारित्रं महादेवः स उच्यते. १४**

શબ્દાર્થ:-પોતાની મેળે ઉત્પન્ન થયેલું લોકાલોકને પ્રકાશ કરનાર જ્ઞાન તથા અનંત વીર્ય ( શકિત ) અને અનંત ચારિત્ર જેનામાં હોયછે, તેજ મહાદેવ કહેવાય છે.

**પોતાની મેળે થએલું લોકાલોકતણું જ્ઞાન,**
**અનંત ચારિત્રવીર્યે જેને પ્રાપ્ત થાય છે;**
**( કર્મનો સમૂહ નાશ પામ્યો જેનો પૂરેપૂરો )**
**તેજ ખરેખરા મહાદેવ કહેવાય છે. ૧૪**

**शिवो यस्मात् जिनः प्रोक्तः, शङ्करश्च प्रकीर्तितः**
**कायोत्सर्गस्थपर्यङ्क स्त्रीशस्त्रादिविवर्जितः १५**

શબ્દાર્થ:-કાયોત્સર્ગમાં કે પર્યંકાસને બેઠેલા અને સ્ત્રી તથા શસ્ત્રાદિકથી રહિત રહેલા જિનેશ્વર ભગવાન્ તેજ શિવ ( મંગલ મૂર્ત્તિ ) અને શંકર ( લોકોનું ભલું કરનાર ) કહેવાય છે.

**શસ્ત્ર અને સ્ત્રીસંગથી રહિત હમેશ રહે,**
**પર્યંક કે કાયોત્સર્ગ આસને નિવાસિ છે;**
**ભુવનનું ભલું કરે તેથી જિનદેવ શિવ,**
**તથા વળી શંકરના નામે જે કહેવાય છે. ૧૫**

**साकारश्चाप्यनाकारो, मूर्तामूर्तस्तथेश्वरः-**

**परमात्मा अन्तरात्मा, बाह्यात्मापि तथैव च. १६**

**શબ્દાર્થ:**—ઈશ્વર સાકાર પણ છે તેમ નિરાકાર પણ છે, વળી મૂર્ત ( મૂર્ત્તમાન્ ) છે તેમ અમૂર્ત ( મૂર્ત્તિવિનાનો ) પણ છે, વળી તે પરમાત્મા પણ છે અંતરાત્મા પણ છે અને બહિરાત્મા પણ છે.

**સાકાર ને નિરાકાર મૂર્ત ને અમૂર્ત ઈશ,**
**વળી પરમાત્મરૂપે પૂરણ પ્રકાશે છે;**
**અપેક્ષાએ પરમાત્મા તેજ અંતરાતમા છે,**
**બહિરાત્મભાવે પણ તેહ જ ગણાય છે. ૧૬**

**परमज्ञानयोगेन, परमात्मा पराव्ययः**
**परमक्षान्तिसहितः, परमात्मा स उच्यते. १७**

**શબ્દાર્થ:**—પરમ જ્ઞાનના યોગે કરીને પરમાત્મા કહેવાય છે, તેમજ પરમ અવ્યય ( કદાપિ નાશ નહિ પામનાર ) હોવાથી તથા પરમ ક્ષમાવાન્ હોવાથી પણ તે પરમાત્મા કહેવાય છે.

**પરમ ક્ષમાસહિત પરમ અવ્યય વળી,**
**પરમાત્મપણાતણા લક્ષણે જે શોભે છે;**
**પરમપવિત્ર જ્ઞાનયોગે કરી તથા વળી,**
**જ્ઞાનલક્ષણાએ યુક્ત પરમાત્મા પોતે છે. ૧૭**

परात्मसिद्धि सम्प्राप्तौ, बाह्यात्मा च भवान्तरे,
अंतरात्मा भवेद्देहे, इत्येवं त्रिविधः शिवः १८

**શબ્દાર્થ:**–સિદ્ધપણું પામે ત્યારે પરમાત્મા કહેવાયછે, ભવાંતરમાં રહેલા અથવા ફરતા હોય ત્યારે બાહ્યાત્મા ગણાય છે, અને તીર્થંકર રૂપે દેહમાં રહેલા હોય ત્યારે અંતરાત્મા છે, એમ ત્રણ પ્રકારે શિવ છે,

સિદ્ધપણું પામેલાને પરમાત્મારૂપ જાણુ,
ભવાંતરમાં પૂરે તે બાહ્યઆત્મરૂપ છે;
દેહમાં રહેલા અને જે પોતે પોતાને જાણે,
અંતરાત્મા તે તો એવા ત્રણ શિવરૂપ છે. ૧૮

सकलो दोषसंपूर्णो, निष्कलो दोषवर्जितः
पञ्चदेहाविनिर्मुक्तः, प्राप्तः स परमं पदम्. १९

**શબ્દાર્થ:**–જે કળાઓએ ( ક્રિયાઓએ ) સહિત તે દોષ સંપૂર્ણ ( સદોષ ) છે, અને જે કળાઓએ કરી રહિત છે તે નિર્દોષ છે. વળી જ્યારે તે પરમ પદે પહોંચે છે ત્યારે પાંચે દેહથી મુક્ત થાયછે. પાંચ દેહ તે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ શરીર જાણવા.

કળાયે સહિત તે તો દોષથી સહિત જાણુ,
કળાયે રહિત તે તો દોષથી રહિત છે;
પંચ દેહુથી રહિત થાય ત્યારે સિદ્ધ થાય,
પરમ પદને ત્યારે તેજ જીવ પામે છે. ૧૯

एकमूर्त्तिस्त्रयो भागा, ब्रह्माविष्णुर्महेश्वरः
तान्येव पुनरुक्तानि, ज्ञानं चारित्रदर्शनम्. २०

શબ્દાર્થ:—પરમેશ્વર એકરૂપ છે—તેના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ ભાગ છે તે બીજા કોઇ નહિ પણ જ્ઞાન દર્શન અને ચારિત્ર છે

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સ્વરૂપે એક જ ઇશ,
એ તો એના અંશરૂપ દેવ ત્રણ માન્યા છે;
વિચારી ને જોતાં તે તો જ્ઞાન ને ચારિત્ર તથા,
દર્શન એ ત્રણ રૂપ જૈનમાં વખાણ્યા છે. ૨૦

कार्यं विष्णुः क्रिया ब्रह्मा, कारणं तु महेश्वरः
कार्यकारणसंपन्नो, महादेवः स उच्यते. २१

શબ્દાર્થ:—જે કાર્ય છે તે વિષ્ણુ છે, જેનાથી કાર્ય થાયછે તે ક્રિયા અર્થાત્ કાર્ય કરવાની શકિત તે બ્રહ્મા છે, અને જેમાંથી કાર્ય

થાયછે તે કારણુ ( ઉપાદાન ) તે મહેશ્વર છે તેથી જે કાર્ય અને કારણે કરી યુકત હોય તે મહાદેવ કહેવાય છે.

કાર્યરૂપ વિષ્ણુ પોતે કારણુ મહેશ્વર છે,
ક્રિયાતણી શક્તિ તે તો બ્રહ્મારૂપે શોભે છે;
કાર્ય ને કારણુયુક્ત ક્રિયા જ્યારે સાથે મળે,
ત્યારે તે તો સત્ય મહાદેવ કહેવાય છે. ૨૧

**मथुरासम्भवो ब्रह्मा, राजगृहे महेश्वरः,**
**विष्णुर्द्वारवती जात, एकमूर्त्तिः कथं भवेत्. २२**

**શબ્દાર્થઃ**—મથુરામાં બ્રહ્મદેવ ઉત્પન્ન થયાછે, રાજગૃહ નામના નગરમાં મહેશ્વર ઉત્પન્ન થયાછે, અને દ્વારવતી ( દ્વારિકા ) માં વિષ્ણુ ઉત્પન્ન થયાછે, માટે તે દેવોની એક મૂર્ત્તિ શી રીતે થાય?

મથુરામાં બ્રહ્માતણો જન્મ તો થએલો કહો,
રાજગૃહે મહેશ્વર દ્વારવતી વિષ્ણુ છે;
એમ ત્રણ દેવતણાં જૂદાં જૂદાં જન્મસ્થાન,
એવા ત્રણ દેવ એક રૂપ કેમ થઇ શકે? ૨૨

**पद्महस्तो भवेद् ब्रह्मा, शूलपाणिर्महेश्वरः,**

शार्ङ्गपाणिर्भवेद्विष्णुरेकमूर्त्तिः कथं भवेत् २३

શબ્દાર્થ;-બ્રહ્મદેવના હાથમાં કમળ હોયછે, મહેશ્વરના હાથમાં ત્રિશૂળ હોયછે, વિષ્ણુના હાથમાં શંખ હોયછે—આમ જૂદા જૂદા દેવોના હાથમાં જૂદી જૂદી વસ્તુ છે તો પછી તે એકમૂર્ત્તિ શી રીતે થાય?

બ્રહ્મદેવ પદ્મપાણિ—શૂળપાણિ મહાદેવ,
શંખ વિષ્ણુદેવતણા હાથમાંહે શોભે છે;
આમ ત્રણ દેવ પદ્મ—શૂળ—શંખ યુક્ત શોભે,
એક મૂર્તિરૂપ તેઓ કેમ કરી થાય છે? ૨૩

हंसवाहो भवेद् ब्रह्मा, वृषवाहो महेश्वरः,
तार्क्ष्यवाहो भवेद् विष्णु रेकमूर्त्तिः कथं भवेत्. २४

શબ્દાર્થઃ—બ્રહ્મદેવનું વાહન હંસ છે, મહેશ્વરનું વાહન બળદ ( પોઠીઓ ) છે, અને વિષ્ણુનું વાહન ગરૂડ છે તો પછી તે ત્રણે દેવ એકમૂર્ત્તિ શી રીતે થાય?

બ્રહ્મદેવતણું રૂડું વાહન તે હંસ જાણો,
શંકરનું વાહન તે પોઠીઓ ગણાય છે;
વિષ્ણુતણું વાહન તો ખગપતિ ગરુડ છે,
છતાં ત્રણ દેવ એકરૂપ કેમ થાય છે? ૨૪

**आतः कृतयुगे ब्रह्मा, द्वापरे च महेश्वरः**
**त्रेतायुगे भवेद् विष्णु रेकमूर्त्तिः कथं भवेत्. २५**

**શબ્દાર્થ:**—બ્રહ્મદેવ કૃતયુગમાં થયા, મહેશ્વર દ્વાપર યુગમાં થયા અને વિષ્ણુ ત્રેતાયુગમાં થયા એમ માનોછો તો પછી તેની એક મૂર્તિ શી રીતે થાય?

કૃતયુગે બ્રહ્મા થયા દ્વાપરે મહેશ્વર છે,
ત્રેતાયુગે વિષ્ણુજીની ઉત્પત્તિ મનાય છે;
જૂદે જૂદે કાળે ત્રણ દેવ તો પ્રગટ થયા,
તો પછી તે એક મૂર્ત્તિ શી રીતે ગણાય છે. ? ૨૫

**प्रजापातिसुतो ब्रह्मा, माता पद्मवती स्मृता,**
**अभिजित् जन्मनक्षत्र मेकमूर्त्तिः कथं भवेत्. २६**

**શબ્દાર્થ:**—બ્રહ્મદેવ પ્રજાપતિના પુત્ર છે, તેમની માતા પદ્માવતી છે અને તેમનો અભિજિત્ નક્ષત્રમાં જન્મ થયોછે, તો પછી બ્રહ્મા વિષ્ણુ—અને મહેશની એકમૂર્ત્તિ શી રીતે થાય?

**પ્રજાપતિતણા સુત બ્રહ્માજી પ્રસિદ્ધ થયા,**
**માતા તણું નામ તે તો પદ્માવતી દેવી છે;**

જન્મતણું નક્ષત્ર તો અભિજિત્ ગ્રંથે કહ્યું,
કહો ત્રણ દેવ એકમૂર્ત્તિ કેમ થાયછે? ૨૬

वसुदेवसुतो विष्णु, माता च देवकी स्मृता,
रोहिणी जन्मनक्षत्रमेकमूर्त्तिः कथं भवेत्. २७

શબ્દાર્થઃ—વસુદેવજીના પુત્ર વિષ્ણુદેવ છે; તેમની માતાનું નામ દેવકી છે, અને રોહિણી નક્ષત્રમાં તેમનો જન્મ થયોછે તો પછી ત્રણે દેવ એકમૂર્ત્તિ શી રીતે કહેવાય?

વસુદેવ તણા સુત વિષ્ણુજી પ્રગટ થયા,
માતા તેની દેવકીના નામે વખણાય છે;
રોહિણી નક્ષત્ર હતું જન્મ થયો જ્યારે ત્યારે,
એકમૂર્ત્તિપણાતણો સંભવ ક્યાં થાયછે? ૨૭

पेढालस्य सुतो रुद्रो, माता च सत्यकी स्मृता
मूलं च जन्मनक्षत्र मेकमूर्त्तिः कथं भवेत्. २८

શબ્દાર્થઃ—શંકરના પિતા પેઢાળ હતા, માતા સત્યકી હતી અને જન્મ નક્ષત્ર મૂળ હતું, તો પછી આ ત્રણેની એક મૂર્ત્તિ હોવાનું કેમ સંભવે?

મહેશ્વરતણા પિતાતણું નામ પેઢાળ છે,
માતા તણું નામ તે તો સત્યકી કહાય છે;
મૂળ નામે નક્ષત્રમાં દેવતણો જન્મ થયો,
ત્રણે તણી એકમૂર્ત્તિ શી રીતે ગણાય છે? ૨૮

**चतुर्मुखोऽभवद् ब्रह्मा, त्रिनेत्रस्तु महेश्वरः,**
**चतुर्भुजो भवद् विष्णुरेकमूर्त्तिः कथं भवेत् २९**

**શબ્દાર્થ:**—બ્રહ્માના ચાર મુખ છે, શિવને ત્રણ આંખો છે તથા વિષ્ણુને ચાર હાથ છે, તો પછી આ ત્રણે દેવોની એક મૂર્તિ શી રીતે થાય?

બ્રહ્મદેવતણા ચાર મુખ ચારે બાજુ શોભે,
મહાદેવજીને ત્રણ નેત્ર કહેવાય છે;
વિષ્ણુજીના ચાર હાથ જગમાં પ્રસિદ્ધ છતાં,
ત્રણે દેવતણી એકમૂર્ત્તિ કેમ થાય છે? ૨૯

**स्वर्णवर्णोऽभवद् ब्रह्मा, श्वेतवर्णो महेश्वरः**
**कृष्णवर्णोऽभवद् विष्णु रेकमूर्त्तिः कथं भवेत्. ३०**

**શબ્દાર્થ:**—બ્રહ્માજીનો વર્ણ સ્વર્ણ જેવો છે, શંકર શ્વેતવર્ણ

વાળા છે, અને વિષ્ણુ કૃષ્ણવર્ણ વાળા છે. તો પછી આ ત્રણે દેવો એકરૂપી કેમ થાય ?

સ્વર્ણતણા રંગજેવો બ્રહ્માજીનો વર્ણ શોભે,
શ્વેતવર્ણ મહાદેવ તણો વખણાય છે;
વિષ્ણુજીનો વર્ણ શ્યામ–આમ વર્ણ ભિન્ન ભિન્ન,
છતાં ત્રણે દેવ એક મૂર્ત્તિ કેમ થાય છે? ૩૦

**ज्ञानं विष्णुः सदा प्रोक्तः, सम्यक्त्वं ब्रह्म उच्यते,**
**चारित्रमीश्वरःप्रोक्तः, अर्हन् मूर्त्तिलयात्मकः ३१**

**શબ્દાર્થ:**-જ્ઞાન એ વિષ્ણુ છે, સમ્યક્ત્વ તે બ્રહ્મા છે, અને ચારિત્ર તે ઈશ્વર છે. આ ત્રણે ગુણ અરિહંતમાં હોવાથી અર્હત્દેવજ ત્રણ મૂર્તિસ્વરૂપ છે.

જ્ઞાન એજ વિષ્ણુદેવ સમ્યકત્વ તો બ્રહ્મદેવ,
મહેશ્વર દેવ તે તો ચારિત્ર સ્વરૂપ છે;
આવી રીતે ત્રણે મોટા દેવો જેમાં ભેગા મળે,
ત્રિમૂર્ત્તિ સ્વરૂપ દેવ એક અરિહંત છે. ૩૧

**क्षितिजलपवनहुताशन–यजमानाकाशसोमसूर्याख्याः**

**इत्येतेष्टौ लोकेऽस्मिन्नर्हति ते गुणाः प्रोक्ताः ३२**

**શબ્દાર્થઃ**—પૃથ્વી, પાણી, પવન, અગ્નિ, આકાશ, ચંદ્રમા, સુર્ય અને યજમાન એ મહાદેવની આઠ મૂર્ત્ત કહેવાય છે. તે બીજું કંઈ નહિ પણ અર્હત્ ભગવાનમાં રહેલા આઠ ગુણો જ જાણવા.

પંચ મહાભૂત પૃથ્વી-જળ-ને પવન-અગ્નિ,
પાંચમો આકાશ એમ પાંચ મૂર્ત્તિ થાય છે;
આની સાથે સોમ સૂર્ય અને યજમાન મળી,
અરિહંતના આઠ ગુણ આઠ મૂર્ત્તિ થાય છે. ૩૨

**क्षितिरित्युच्यते क्षान्तिः, जलं शान्तिः प्रसन्नता,**
**निःसंगता भवेद् वायुः, हुताशो योग उच्यते. ३३**

**શબ્દાર્થઃ** પૃથ્વીમાં ક્ષમા ગુણ છે માટે પૃથ્વી એટલે ક્ષમા સમજવી, એજ રીતે જળ તે શાંતિ તથા પ્રસન્નતા જાણવી, વાયુ તે નિઃસંગતા જાણવા અને અગ્નિ તે યોગ જાણવો.

ક્ષિતિમાં ક્ષમા છે માટે ક્ષિતિ તે ક્ષમા જ ગણો,
શાંતિમાં જે પ્રસન્નતા તે જળ કહેવાય છે;
વાયુ તે નિઃસંગતા છે અગ્નિ તે તો યોગ જાણો,
જૂદા જૂદા ગુણો એમ સંકેતે જણાયછે. ૩૩

**यजमानो भवेदात्मा, तपोदानदयानिधिः**
**सोममूर्त्तिर्भवे चन्द्रो, ज्ञानमादित्यमुच्यते. ३४**

**શબ્દાર્થઃ** યજમાન તે તપ-દાન-અને દયાનો નિધાન આત્મા જાણવો, ચંદ્ર તે સૌમ્ય મૂર્ત્તિ (આકૃતિ) જાણવા અને આદિત્ય તે જ્ઞાન જાણવું.

**તપદાન દયાનિધિ આતમા તે યજમાન,**
**ચંદ્ર સોમમૂર્ત્તિ અને સૂર્ય જ્ઞાનરૂપ છે;**
**આવી રીતે અષ્ટ ગુણવાન્ તે તો મહાદેવ**
**જિનેશ્વર ભગવાન અર્હંત સ્વરૂપ છે. ૩૪**

**अकारेण भवेद् विष्णू रेफे ब्रह्मा व्यवस्थितः**
**हकारेण हरः प्रोक्तस्तस्यान्ते परमं पदम्. ३५**

**શબ્દાર્થઃ-** "**अर्हं**" એ બીજાક્ષરમાં અકાર તે વિષ્ણુ છે, રેફ તે બ્રહ્મા રહેલા છે અને હકારથી હર એટલે મહાદેવ કહેલા છે. અને તેના અંતે "અં" છે તે પરમપદ વાચક છે. એમ "અર્હં" શબ્દમાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોના એટલુંજ નહીં પણ તેથી પર એવું પરમપદ તેના પણ સમાસ છે.

**અકારની સંજ્ઞા તે તો વિષ્ણુને જણાવનારી,**
**રેફ તે તો બ્રહ્મદેવ હકાર તે હર છે;**

એવી રીતે ત્રણે દેવ ત્રણ અક્ષરોમાં રહ્યા,
અર્હંપદઅંતે અંતે મોક્ષપદરૂપ છે. ૩૫

अकार आदिधर्मस्य–आदिलक्ष्यप्रदेशकः
स्वरूपं परमं ज्ञान–मकार स्तेन उच्यते. ३६

**શબ્દાર્થ:**–અર્હંમાં અકાર આદિધર્મનું જે આદિલક્ષ્ય તેનું સૂચક છે, માટે આત્મજ્યોતિરૂપ પરમ જ્ઞાન તે અકાર જાણવો.

અકાર તે આદિધર્મતણું આદિલક્ષ્ય જાણો,
તે તો સ્વયંબુદ્ધ ભગવાનનેજ હોય છે;
આત્મરૂપ શ્રેષ્ઠ જ્ઞાન અકારથકી જણાય,
તે કારણે જ્ઞાન તેજ અકાર ગણાય છે. ૩૬

हन्ता रागस्य द्वेषस्य–हन्ता मोहपरीषहान्,
हतानि येन कर्माणि–हकारस्तेन उच्यते. ३७

**શબ્દાર્થ:**–રાગ અને દ્વેષના તથા મોહ અને પરિષહોના હણનાર અને કર્મોના હણનાર માટે તે હકારથી સૂચવ્યા છે.

રાગ અને દ્વેષ જેણે હણીનાખ્યા ક્ષણમાંહિ,
વળી મોહ-પરિષહતણા હણનાર છે;

કર્મ તણો નાશ પણ જેણે કર્યો સહુજમાં,
તે કારણે હુકારના સંકેતે લખાયછે. ૩૭

स्वरूपंद्रव्यरूपं च द्रष्टा ज्ञानेन चक्षुषा,
द्रष्टा लोकमलोकान्तं, रकारस्तेन उच्यते. ३८

**શબ્દાર્થ:**—જે પોતાના આત્માનું રૂપ તથા બીજા દ્રવ્યોનું રૂપ જ્ઞાન રૂપ ચક્ષુવડે જુએછે તેમજ લોકાલોકને પણ જુએ છે માટે તે રકારથી જણાવાય છે.

પોતાના રૂપને તથા દ્રવ્યોતણા રૂપને જે,
જ્ઞાનરૂપ ચક્ષુવડે લીલામાં વિલોકેછે;
લોક અને અલોકને જોનાર છે તેથી ખરે,
રકારના સંકેતથી દેવ સૂચવાય છે. ૩૮

सन्तोषेणातिसम्पूर्णः, प्रातिहार्याष्टकेन च,
ज्ञाता पुण्यं च पापं च, मकार स्तेनउच्यते. ३९

**શબ્દાર્થ:**—સંતોષવડે સંપૂર્ણતાને પામ્યા છે, અને આઠ પ્રાતિહાર્યવડે યુકત છે, તથા પુણ્ય અને પાપના જાણનાર છે, માટે તે મહિમાવાન્ હોવાથી મકાર રૂપ છે.

અષ્ટ મહાપ્રાતિહાર્ય વડે જે સહાય શોભે,
વળી જે સંતોષથકી પૂર્ણતાને પામ્યા છે;
પુણ્ય અને પાપતત્ત્વતણું જે સ્વરૂપ જાણે,
એવા મહિમાથી તે મકારથી ગવાયછે. ૩૯

भवबीजांकुरजनना-रागाद्याः क्षय मुपागता यस्य
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै. ४०

**શબ્દાર્થ:**—ભવરૂપ વૃક્ષના બીજાંકુરસમાન રાગાદિક દોષ, જેના ક્ષય થયા હોય તે ગમે તો બ્રહ્મા હોય, ગમે તો વિષ્ણુ હોય ગમે તો મહાદેવ હોય કે ગમે તો જિન હોય—તેને મારો નમસ્કાર છે.

ભવરૂપ તરૂતણા ઉત્પાદક રાગદ્વેષ,
આદિ બીજાંકુર નાશ થયા બધા જેમને;
તે બ્રહ્મા હો વિષ્ણુ હો વા હર કે જિનેંદ્ર હોવા,
નમસ્કાર થજો મારો સમતાથી તેમને. ૪૦

**इति महादेवस्तोत्रं श्री हेमाचार्यकृतं सम्पूर्णम् ।**

**આ રીતે શ્રી હેમાચાર્ય મહારાજે કરેલું મહાદેવસ્તોત્ર**

**સંપૂર્ણ થયું છે.**